એકેકેમાં સ્નેહીઓના સ્નેહ ઓછાવધતા છે ?

ઉષા મ્હને રોજ એક પ્રશ્ન પૂછે છે કે મ્હેં આ વાર્તા લખી છે તેમ કવિઓ ને કાદંબરીકારો સ્નેહીઓના સંવનનઇતિહાસ જ કેમ લખે છે, ને લગ્નઇતિહાસ કેમ નથી લખતા ? ઉષાને મન હમ્મેશાં આ વાર્તાથી ઉણપ રહે છે. તે વારંવાર પૂછે છે કે કવિઓને મન સંવનન એટલે જ સ્નેહ ? ને લગ્ન એટલે સ્નેહ નહીં ? વાંચનાર ! ખરૂં કહું ? અમારૂં તો સદાનું સંવનન જ છે. રોજ અમારા આત્માઓની એક એક પાંખડી ઉઘડે છે ને કોટીદલ આયુષ્યના દિવસ જેવી ઉજમાળી હસે છે. પણ ઉષા કહે છે કે કવિકુલની ભૂલ મ્હેં યે આ વાર્તા લખવામાં કરી છે. ને ઉષાના એ આરોપ સ્હામે મ્હને દલિલ નથી જડતી. છતાં કવિવંશના બચાવ ખાતર ઉષાને તો હું એમ કહું છું કે બ્રહ્માંડના બ્રહ્મમુહૂર્તમાં બ્રહ્મર્ષિઓએ વેદકીર્તન ગાયાં, ને પછી કેમ ન ગાયાં ? બ્રહ્મામુખના સૃજનવેદ છે, પણ વિષ્ણુમુખના પોષણવેદ કેમ નથી ? બ્રહ્માને ને વિષ્ણુને દલીલમાં ઉતાર્યા છતાં યે ઉષાનું કહેવું સાચું છે. સંવનન સ્નેહનું સૃજન છે ને લગ્ન સ્નેહનો વિકાસ છે. ઉષાનો આરોપ એ છે કે સ્નેહના સૃજનની કથા સહુ ગાય છે; પણ સ્નેહના નિત્યવિકાસની કથા કેમ કોક જ કથે છે ? મ્હેં ઉષાને વિનતિ કીધી છે કે અમારી આ સ્નેહકથાનો ઉત્તરભાગ ત્હેણે લખવો. ઉષા કહે છે કે લખવું એટલે વર્તમાન જ નહીં પણ ભવિષ્ય સન્મુખ પરીક્ષા આપવી. વર્તમાનથી ન લજવાતી ઉષા ભવિષ્યથી લજ્જી લજાય છે. પણ નવોઢાની લજ્જાવાદળીના રંગમાંથી પ્રૌઢાના પાકા રંગ ઉઘડશે ત્ય્હારે —જગતનું સૌભાગ્ય હશે તો—અમારી સૌભાગ્યકથા ઉષાને હાથે આલેખાશે. ત્હારા જેટલો જ વાંચનાર ! હું યે એ સૌભાગ્યગ્રન્થ વાંચવા ઉત્સુક છું. અમારા ઉરમાં કુલમાં જીવનમાં જે અદ્ભુત કવિતાના ફૂલબાગ ઉષાએ ઉગાડેલા છે ત્હેનાં કાવ્ય જો ઉષા લખશે તો દેવોમાં ગવાતી કવિતા દુનિયાને વાંચવા મળશે.

ત્ય્હારે હવે સમાપ્ત ? પણ આ વાર્તા સમાપ્ત થઇ છે કદી, કે થશે ? કવિઓ ખૂટી જશે ને કવિતા ધોવાઇ જશે, રસિકતા સૂકાઇ જશે ને વિશ્વ સહરાના રણ જેવું રસજલસૂકું તપશે, મનુષ્યોના હૃદયના મધપૂડા મધવિહોણા ઝોલાં ખાશે, ત્ય્હારે આ કથા સમાપ્ત થાય તો કોણ જાણે. આ નરનારીની વાર્તાની સમાપ્તિનો ભય હજી તો નથી. ચન્દ્રકલા સમી ઉષાઓ નિત્ય જગતમુગટે ઉગશે, ને અમૃતવર્ષા વર્ષ્યાં કરશે. ઉષાનું રસગોત્ર સદા અમ્મર જ છે.

વાંચનાર ! જા, ચન્દ્રમુખી ત્હારી ઉષા રસજીવનના અમૃત-થાળવન્તી ત્હને વધાવવા ઉભી છે. ત્હારૂં કલ્યાણ હો. વાંચનાર ! ત્હારી ને ત્હારી ઉષાની રસવાર્તા ત્હમારૂં સદા ભદ્ર કરો ! ભદ્ર કરો !

